વધારે ચિત્તાકર્ષક હોવાથી સભ્ય લોકો સમક્ષ ભજવી બતાવાતાં હતાં અને સંયોગાન્ત નાટક ગ્રામ્ય જનો આગળ કરી બતાવવામાં આવતાં હતાં. એપીકાર્મસ્ ફાર્મસ્, મેગ્નેસ, ક્રૂટસ્, ક્રૂટનસ્, યુપોલીસ, ક્રૂટિ ક્રેટસ્ અને એલિસ્ટૈફેન્સ એ સર્વ તે કાળના પ્રસિદ્ધ કોમેડી લેખક હતા. વચ્ચે વચ્ચે લોકોએ સંયોગ અને વિયોગને મેળવીને પણ નાટક લખ્યાં હતાં અને એ વિદ્યાની ઉન્નતિ કરી હતી.

વિયોગાન્ત નાટક લખવામાં ઇશિલસ્, સોફ્રાકોલસ અને યૂરુપિડિસ્ એ ત્રણ વિદ્વાનો ઘણા જ નામાંકિત થઇ ગયા છે. એ કવિયોએ પાત્રોને પોતે જ અભિનયકળાનું શિક્ષણ આપ્યું હતું અને સ્વાભાવિક હાવભાવો બતાવવાના કામમાં અગાધ પરિશ્રમ વેઠયો હતો. અરસ્તૂએ એ ત્રણે કવિયોની પોતાના ગ્રંથમાં પ્રશંસા કરેલી છે.

રોમન લોકો નાટ્યકળા અથવા નાટક વિદ્યામાં એટલાબધા ચતુર અને આગળ વધેલા ન હોતા. એ લોકો યૂનાનવાળાઓના યોગે જ એ કળાના સ્વાદને જાણી શક્યા હતા. ખેદનો વિષય એટલો જ છે કે, રોમના પ્લાટ્સ્ અને ટેરેન્સ્‌વિના બીજા કોઈ પણ નાટક લખનારનું નામ અદ્યાપિ જાણવામાં નથી આવ્યું અને તેમનો તેવો કોઈ ગ્રંથ પણ મળી નથી આવ્યો. ઓગસ્ટસૂના પ્રખ્યાત સમયમાં રોમમાં નાટક વિદ્યાની ઉન્નતિ થઈ હતી, પરંતુ એક 'સેનેકા' નામક નાટક ગ્રંથ વિના બીજા કોઇ પણ નાટક ગ્રંથનો આજસુધીમાં પત્તો મળી શક્યો નથી. રોમના મોટા મોટા મહાલયો અને વીરનરોની સાથે ત્યાંની વિદ્યા અને કળાઓનો પણ લોપ થઈ ગયો અને તે એટલે સુધી કે તેમના નામનો ઉચ્ચાર કરવાને પણ કોઈ બાકી રહી ન શક્યું. જ્યારે રોમમાં ક્રિશ્ચિયન્ મતનો પ્રચાર થયો, તે વેળાએ એવા નાટકના પ્રયોગોને રાજનિયમથી વિરુદ્ધ ગણીને બંધ કરાવવામાં આવ્યા. કેવળ એપોલીનારી અને ગ્રેગરી એ પિતા પુત્રોએ બાઇબિલમાંથી કેટલાક કથા ભાગો લઇને ક્રિશ્ચિયનોનાં મનોરંજન માટે કેટલાંક નાટક બનાવ્યાં હતાં.

યૂરોપમાં ઇટાલીયનોએ સર્વથી પ્રથમ નાટકના પ્રચારમાં સારી રીતે ઉદ્યોગ કર્યો અને રોમનોના મનમાં એ કળા વિશેના શુષ્ક થઈ ગએલા બીજને પાછું લીલું બનાવ્યું. સોળમી સદીમાં ટ્રિસિનો કવિકૃત 'સોફોનિસ્વા' નામક વિયોગાન્ત નાટક પ્રથમવાર છાપીને પ્રસિદ્ધ કરવામાં આવ્યું. આરિયાસ્ટોવેબીના અને મેકિયાવાલીએ ટ્રિસિનો પ્રમાણે જ બીજાં કેટલાંક નાટકો લખ્યાં. એ જ સદીના અંતમાં બિઍમ્બાટિ સ્ટાલિયાપોર્ટા

એ પ્રથમવાર પ્રહસન (ફાર્સ) નો પ્રકાશ કર્યો અને તેમાં પરિહાસની વાતો ને એટલી બધી સભ્યતાથી વર્ણવી કે, લોકોએ નાટકની એ શૈલિનો પ્રસન્નતાથી સ્વીકાર કર્યો. એ જ સમયમાં લુહશી, ઓરગિની, ઓડી અને વુઓનાટોરીએ જાતીયસ્નેહને વધારનારાં વીરરસ પ્રધાન ઐતિહાસિક નાટકો લખ્યાં અને તેમનો પ્રચાર કર્યો. સત્તરમી સદીમાં રિનુશિનીએ પ્રથમ વાર ઑપેરા એટલે કે સંગીત નાટકનો આરંભ કર્યો. એ નાટકમાં તેણે પ્રેમ, દેશસ્નેહ, વીર અને કરુણા રસનાં એવાં તો સરસ ગાયનો બાંધ્યાં હતાં કે, સર્વ લોકો બીજાં નાટકોને ત્યાગીને એની તરફ જ આકર્ષાઇ આવ્યા. મેરી નામક કવિએ એની વળી એથી પણ વિશેષ ઉન્નતિ કરી. એ પછી સ્પેન અને ફ્રાન્સ આદિમાં ચારે તરફ એજ સંગીત નાટકનો પ્રચાર થવા લાગ્યો. એ પછીથી જીનો, મેટેસ્ટેસિયો, ગોલડોની, મોલિયર, રિશોબિની, ગોજ્જી, ગાલડોની, આલ્ફીરો, માંટી, માંજાની અને નિકોલિની ઇત્યાદિ કવિયોએ પૂર્વોક્ત નાટકોના એવા તો ઉત્તમ ગ્રંથો લખ્યા અને નાટ્યકળાની એવી તો ઉન્નતિ કરી કે, ઇટલી દેશ એ વિદ્યામાં સમસ્ત યૂરોપનો ગુરુ મનાયો.

યૂરોપના બીજા દેશોમાં નાટકના પ્રચારને પાદરીઓએ બહુબહુ પ્રયત્નો કરીને રોક્યો—એટલે કે, જ્યાં કોઈ નાટક ભજવાતું કે તે નાટકવાળાને ધર્મદંડ દેવાને એ પાદરી સાહેબો તરત દોડી જતા હતા. વિલેના, સાન્તિલાના, નહારો અને રુએડા નામક કવિઓએ એ આફતથી બચવા માટે પોતાની લેખિનીને ધર્મનાં નાટકો લખવામાં ચલાવી. ખાસ કરીને કરવાઇન્ટસે પોતાનાં નાટકોની રચના એવી તો ઉત્તમતાથી કરી કે, લોકોના મનમાંથી નાટકવિશેના નઠારા વિચારો તેમના યોગે એક દમ નીકળી ગયા. એની પછી કેલ્ડેરન પણ એવોજ ઉત્તમ કવિ થયો અને રાજનિયમથી નાટક વિરુદ્ધ હોવા છતાં પણ એને સાડત્રીસ વર્ષ માટે નાટક લખવાની રાજા તરફથી આજ્ઞા આપવામાં આવી. એ ઉભય કવિઓ સત્તરમી સદીના પૂર્વ ભાગમાં થઇ ગયા છે.

ફ્રાન્સમાં લાંબાવખત સુધી નાટક વિશે વાદવિવાદ ચાલ્યા કરતો હતો અને નાટકને કાયમ રાખવા તથા ન રાખવાના સંબંધમાં લોકોમાં ઘણી જ ચર્ચા ચાલ્યા કરતી હતી, પરંતુ એ સમયમાં કોઈ ઉત્તમ નાટક લેખક ઉત્પન્ન થયો નહિ. જાડિલીએ સર્વથી પ્રથમ એક વિયોગાન્ત પંચાંકી નાટક ઉત્તમતાથી રચ્યું અને તે ફ્રાન્સના રાજા બીજા હેન્રીની સમક્ષ ભજવી બતાવવામાં આવ્યું. ચૌદમા લુઇના દરબારમાં કાર્નિલી માલિએરી અને રેસીની એ બે નાટક લખનારા કવિયો બીજાથી ચઢે તેવા હતા.

એની પછી વૉલ્ટેર નામક કવિ મહા વિખ્યાત થયો અને ત્યાર પછી બીજા પણ ચાર પાંચ પ્રાસાદિક કવિઓ ઉત્પન્ન થયા.

જર્મનીના નાટકના ઇતિહાસને જોતાં અઢારમી સદીના આરંભ સુધી કોઇપણ વિશેષ વાર્તા મળી આવતી નથી. લેસિંગે પ્રથમ પોતાની ધામધૂમવાળી સમાલોચનામાં જર્મનીનું ધ્યાન એ વિષય તરફ ખેંચ્યું હતું અને ત્યાર પછી ગોથે અને શીલર એ બે નાટકના પ્રખ્યાત લેખક નિર્માણ થયા હતા.

ઇંગલૅંડના નાટકનો ઇતિહાસ માત્ર સિલસિલાવાળો મળી આવે છે. પ્રથમ તો ત્યાં કેવળ ધર્મમત સંબંધી નાટકો થતાં હતાં અને એના પ્રબંધનો અધિકાર પાદરીઓના હાથમાંજ રહેતો હતો. એ નાટકો બે પ્રકારનાં હતાં—એક તો ધર્મ સંબંધી આશ્ચર્ય ઘટનાવાળાં અને બીજાં ઇંગ્લૅંડની શિક્ષા સંબંધીનાં પુનઃસંસ્કારે એ જરી પુરાણી વાતોમાં કોઈ પણ પ્રકારનો સ્વાદ બાકી ન રાખ્યો અને તે એટલે સુધી કે, સોળમી સદીનાં મધ્ય સમયમાં સંયોગાન્ત અને વિયોગાંત નાટકો સ્વતંત્ર રૂપથી પ્રચણ્ડ બની ગયાં. પ્રથમ સંયોગાન્ત નાટક ઇ. સ. ૧૫૫૭માં નિકોલસઉડાલે લખ્યું. એથી દશવર્ષે પછી બાનુ નોર્ટન અને લૉર્ડ બકહર્સ્ટે 'ગાબુડાક' નામક પ્રથમ વિયોગાન્ત નાટકની રચના કરી. એમની પછી સ્ટીલ, કિડ, લોજ, ગ્રીમ, લાયલી, પીલ, માર્લો અને નૅશ ઇત્યાદિ અનેક પ્રખ્યાત નાટકકારો થઈ ગયા. પરંતુ જગદ્વિખ્યાત શેક-સપીયરે પોતાના વાઙ્માધુર્ય અને વિચાર ગાંભીર્ય આગળ બધા વિદ્વાનોનાં મસ્તક નીચાં નમાવી દીધાં. એણે અનેક નાટકો રચ્યાં અને તે નાટકોમાં પૃથ્વીના સર્વ વિષયો તથા સર્વ રસોનો સમાવેશ કર્યો. (વિશષ જુઓ શેકસપી-યરના જીવન ચરિત્રમાં) શેકસપીયરનો સમય તે નાટકોની પૂર્ણ ઉન્નતિનો સમય હતો અને તે સમયમાં નાટક લખનારા સારા સારા કવિયોનો રાફડોજ ફાટયો હતો; પણ તે સર્વમાં શેકસપીયર કવિની ગણના અદ્યાપિ અગ્ર ભાગેજ કરવામાં આવે છે. ઇંગ્લૅંડમાં એ નાટક લખનારાઓ માટે એક રાજનિયમ છે કે જેના પ્રતાપે પોતાના જીવન સમયમાં એ કવિઓ પોતે અને તેમના મરણ પછી તેમના ઉત્તરાધિકારીઓ કવિ સ્વત્વનો ઉપભોગ કરી શકે છે.

## ભારતવર્ષમાં નાટ્યકળાનો પુનરુદ્ધાર અને તેની વર્તમાન અવસ્થા.

ઉપર જણાવ્યા પ્રમાણે બૌદ્ધ સાધુઓના બોધના પ્રતાપે અને મુસ-લમાન રાજાઓના સમયમાં નાટયકળાની જે મૃતપ્રાય અવસ્થા થઈ હતી, તેનો પુનરુદ્ધાર ઠેઠ લખનૌના નવાબ વાજદઅલીશાહના સમયમાં આપણી

ચિરસ્મરણીય ઓગણીસમી સદીમાં થયો. એ વિલાસી અને ધમાલમા નવા-બને નાટકનો ઘણોજ શૌક હતો અને તેથી તેમણે ઇન્દ્રસભા નામનું નાટક પોતાના કૈયસર બાગમાં ખાસ એક નાટકશાળા બંધાવીને ભજવ્યું હતું, અને તેમાં તે પોતે પણ વેશ ભજવતા હતા. કહે છે કે, એ નાટકમાં પોશાક, દાગીના, ઝવેરાત વગેરે બધું સાચું જ વપરાતું હતું અને એ નાટક પાછળ કરોડો રૂપિયાનો ખર્ચ કરવામાં આવ્યો હતો. એ તો એક પરાપૂર્વથી ચાલતો આવેલો સાધારણ નિયમ જ છે કે, 'જે પ્રમાણે કોઇ શ્રેષ્ઠજન વર્ત્તન કરે છે, તે પ્રમાણે પછી બીજા સાધારણ લોકો પણ વર્ત્તવા માંડે છે.' એ નિયમ અનુસાર જ્યારે લખનૌના નવાબેજ નાટયકળાનો ઉદ્ધાર કર્યો, ત્યારે બીજા લોકો પણ એ કળાને પ્રિય ગણે એ સ્વભાવિક જ હતું. સારાંશકે, ઇંદ્રસભા એક સંગીત (ઑપેરા) નાટક હતું અને તેથી પ્રારંભમાં એવાં સંગીત નાટકોનો જ પ્રચાર થયો અને તેના પરિણામે લયલીમજનૂ, બેનઝીર બદ્રેમુનીર અને એવાં બીજાં નાટકો અસ્તિત્વમાં આવ્યાં. પ્રથમ ભૂત, રાક્ષસ અને અદ્‌ભુતરસવાળાં નાટકો વધારે ભજવાતાં હતાં; પણ અંગ્રેજી વિદ્યાના પ્રસાર પછી ધીમે ધીમે એમાં સુધારો થતો ગયો.. અને તે સમયસાથે સરખાવતાં આજે હિન્દુસ્તાનની નાટયકળા ઘણી જ આગળ વધેલી આવસ્થામાં છે એમ કહી શકાય.

હવે આપણાં વર્ત્તમાન ઉર્દુ નાટકોની સ્થિતિ કેવી છે, એનું આપણે કાંઇક અવલોકન કરીશું. સંસ્કૃત સાહિત્યમાં નાટકનું જે લક્ષણ આપેલું છે, તે લક્ષણ પ્રમાણે જોતાં તો આજનાં નાટકોને શુદ્ધ નાટક કહી શકાય જ નહિ. કરણ કે, આજકાલનાં નાટકોમાં તેમાંના ઘણાક નિયમોનો તો ભંગ જ થએલો હોય છે અને તેમાં વળી રૂપકના જે પ્રહસન આદિ ભેદો ઉપર કહેલા છે તેમનાં કેટલાંક લક્ષણોનો પણ સમાવેશ થઇ જાય છે તેમજ સંગીતનો પણ તેમાં જ આલાપ થાય છે. તેમજ અંગ્રેજી નાટક લખવાનો એવો રિવાજ છે કે, સંયોગાન્ત નાટક જૂદું જ હોવું જોઇએ, વિયોગાન્ત નાટક વિયોગાન્તનાં લક્ષણોથી જ ભરેલું હોવું જોઇએ અને સંગીત (ઓપેરા) નાટકોમાં સર્વે ગાયનો જ હોવાં જોઇએ. એ નિયમ અનુસાર જોતાં પણ આપણા નાટકોમાં ભેલભેલાની યાત્રા થએલી જ દેખાય છે. અર્થાત્ આપણા નાટક વાળાઓએ નાટકનું એક નવીન સ્વરૂપ જ નિર્માણ કરી લીધું છે અને તેમાં શોક, આનંદ, હાસ્ય અને અદ્‌ભુતતા તેમજ સંગીત આદિ સર્વનો થોડા ઘણા પ્રમાણમાં સમાવેશ થઇ જાય છે. અર્થાત્ બીજાઓની નાટક રીતિ એકજ જાતિના પુષ્પ જેવી છે, ત્યારે

આપણી નાટકરીતિ પંચરંગી ફૂલોના વિચિત્ર ગજરા જેવી છે. એક રીતે જોતાં એ રીતિ સારી પણ છે; કારણ કે, એથી એકજ પ્રયોગમાં પ્રેક્ષકોને સર્વ રસોનો થોડો ઘણો આસ્વાદ મળી શકે છે; પરંતુ એથી કેટલીક વાર આડું પણ એટલું બધું વેતરાયું છે કે, 'ઇશ્વર તારો આસરો!' એક ટ્રેજેડી નાટક ભજવાતું હોય અને તેમાંનો કોઇ શોક રસવાહક પ્રવેશ ભજવાતો હોય અને તેનું પરિણામ પ્રેક્ષકોના મનમાં થયું એટલામાં બીજો જ પ્રવેશ એટલા બધા અધમ હાસ્યરસનો આવે છે કે, તત્કાળ પ્રેક્ષકોના મનમાંથી શોકનો ભાવ જતો રહે છે અને અયોગ્ય હાસ્યમાં શોકનું પરિણામ દટાઈ જાય છે. અર્થાત્ એથી કોઇ પણ એક રસનો પરિપૂર્ણ પ્રભાવ પ્રેક્ષકોના હ્રદયમાં સ્થાયી થઈ શકતો નથી. નાટકોમાં આવો શંભૂમેળો થવાનું કારણ એ છે કે, કેટલાક નાટકવાળાઓ કેવળ પ્રેક્ષકોની મરજી જાળવવા અને મનોરંજન કરવા માટે જ નાટક છે, એમ માને છે; પરંતુ એ સર્વથા તેમની ભૂલ છે. નાટક એવું હોવું જોઇએ કે, જેમાં નિત્યના વ્યવહાર કરતાં કાંઇક ઉચ્ચતમ વિચારો પ્રેક્ષકોના જોવામાં આવે. નાટક જોકે માનવી સ્વભાવનું ચિત્ર છે ખરું, પરંતુ નાટકમાંનો માનવી સ્વભાવ ઉચ્ચ પ્રકારનો હોવો જોઇએ એટલે કે, નાયક એવો હોવો જોઇએ કે, જેના ચરિત્રને જોઇને પ્રેક્ષકોના મનમાં પોતાના ચારિત્ર્યને સુધારવાની પ્રેરણા થાય. અર્થાત્ નાયક પોતાના ઉદાત્ત વ્રતને અખંડ રાખવા માટે અંતપર્યન્ત કેવો દઢ રહે છે, એ જોઇને પ્રેક્ષકો અથવા વાંચકોને એક પ્રકારનું શિક્ષણ મળવું જોઇએ. નાટકના નાયકની સત્કૃતિ આગળ બહુધા બીજા કોઇનો પણ ટકાવ થવો જોઇએ નહિ. આપણે ત્યાં તો કેટલીક વાર નાયક કરતાં બીજા પાત્રની યોગ્યતા—કેટલીકવાર તો અધમ હાસ્ય રસના પાત્રની યોગ્યતા—એટલી બધી વધી જાય છે કે, બિચારો નાયક તો છટ્ટા ખૂણામાં જ દબાઈ દટાઇને વગર મોતે જ મરી જાય છે.

આપણાં નાટકોમાં બીજી અપૂર્ણતા અથવા ન્યૂનતા સીનસીનરીની અને ડ્રેસની છે. જો કે, સીનસીનરી અને ડ્રેસના ભપકામાં તો ઘણો જ વધારો કરવામાં આવ્યો છે; પરંતુ તેમાં સ્થાન અને સમયનો વિચાર બહુ જ થોડો કરવામાં આવે છે. રોમન્ શહનશાહતના સમયનું નાટક ભજવાતું હોય અને તેમાં મહલ્લાનો દેખાવ મુંબઇનો આવે, પોશાકની ફેશિનમાં રોમન, ગ્રીક અને ચાલૂ વિલાયતી ઢબનો ખીચડો હોય અને કોમિક બરાબર ચાલતા જમાનાનું ભજવાતું હોય એ દોષો તો જાણે સાધારણજ થઈ પડ્યા છે. અર્થાત્ મોટા મોટા પરસ્તાનના દેખાવથી અને ઝીક ટીકીના ચળકાટથી જોનારાઓને કેમ આંજી નાખવા એટલો જ સીનસીનરી તથા

ડ્રેસોનો ભપકો કરવામાં નાટક મંડળીવાળાઓનો હેતુ જણાય છે. પણ એ નિયમ ધ્યાનમાં રાખવામાં નથી આવતો કે;-

'નીકી યહી ફીકી લગે, બિન અવસરકી બાત;
જયસે બરનત બીરરસ, નહિ શૃંગાર સુહાત. ૧
ફીકી યહી નીકી લગે, કહિયે સમય બિચારિ;
સબકો મન હર્ષિત કરે, જ્યોં વિવાહ મેં ગારિ." ૨

એટલે કે, "પ્રસંગ વિનાની સરસ રસવાળી વાર્તા પણ નીરસ લાગે છે, જેમકે, વીર રસનું વર્ણન કરતાં વચ્ચે શૃંગાર રસ શોભતો નથી તેમ. તેમજ જેવી રીતે ગાળ્યો ભૂંડી હોવા છતાં લગ્નના પ્રસંગમાં લોકોના મનમાં હર્ષ ઉપજાવે છે તેવી રીતે પ્રસંગને અનુસરીને કહેલી નીરસ વાર્તા પણ રસદાયિની થઈ પડે છે."

હજી અત્યારે પણ આપણા દેશમાં નાટકના ધંધા માટે લોકોનો કેટલોક હલકો અભિપ્રાય હોવાથી સારા સુશિક્ષિત મનુષ્યો નાટકના ધંધામા જોડાતા નથી અને જેઓ જોડાય છે તેઓ એમ જ ધારે છે કે નાટકનો ધંધો બીજા બધા ધંધાઓ કરતાં સ્હેલો છે અને નાટકમાં પાઠ કરવો એ તો જુલાબ લીધા પછી નરમ ખીચડી ખાવા બરાબર છે; એ પણ આપણી નાટ્યકળાની અવનતિનાં કેટલાંક કારણોમાંનું એક કારણ છે. એથી નાટક ભજવી બતાવવામાં ઘણી જ અડચણો આવી પડે છે. કેટલાક ઍક્ટરોને તો સ્ટેજપર આવવાની અને ઊભા રહેવાની પણ ખબર હોતી નથી, છતાં તેઓ પોતાને મેનેજરનો હોદ્દો ચલાવવાને લાયક ધારી લે છે અને અધૂરામાં પૂરું જો અચાનક તેવા કોઈ એકટરનો ગમે તે કારણથી એકાદ પાઠ વખણાયો કે પછી જોઈ લ્યો ભાઈ સાહેબનો મિજાજ! જમીનથી ત્રણ વેંત અદ્ધર ચાલીને માલિકને તરત પગાર વધારવાની અને નહિતો ચાલ્યા જવાની ધમકી તેણે આપેલી જ ધારી લેવી! આ દોષ માત્ર હિંદુસ્તાનમાં છે, એમ નથી; કિન્તુ સુધરેલા ઇંગ્લૅંડમાં પણ લગભગ એવી જ અવસ્થા છે. વિલાયતની જાણીતી એક્ટ્રેસ મિસ્ ફ્રિલિસડેર પોતાના "From school to stage" નામક ગ્રંથમાં એક સ્થળે લખે છે કે:-

"But many people seem to regard theatres as a last refuge when all attempts to succeed in other walks of life have proved failures, which probably accounts for the altogather overcrowded state of the stage at the present time."

આપણે ત્યાંના ઘણાખરા ઍક્ટરો તો નિરક્ષર ભટ્ટાચાર્ય જ હોય છે અને પોતાના ધંધામાં આગળ વધવા માટે અથવા તો પોતાના જ્ઞાનમાં વધારો કરવા માટે પણ તેઓ વાંચન લેખન કદાપિ કરતા જ નથી. કેટલાક અકટરો કેટલીકવાર પોતાનો પાઠપણ ઝડપથી વાંચી શકતા નથી એ કાંઈ આપણી નાટયકળાને નીચું જોવડાવનારું જેવું તેવું કારણ નથી. મિસ ફિલિસડેર એ વિશેના પોતાના અનુભવને વ્યક્ત કરતાં એજ ગ્રંથમાં લખે છે કેઃ-

"The work was hard, but it is a great mistake to imagine that success on the stage can possibly be attained without hard work, and although I found it rather irksome sometimes after rehearsals having to wrestle with history, geography, and mathematics, yet now I am glad that I wasn't allowed to shirk for a single minute, because a good education on the stage is absolutely imperative."

એનો ભાવાર્થ એવો થાય છે કે, "(મારૂં) કાર્ય જો કે કઠિન હતું, પરંતુ કઠિન પરિશ્રમવિના શકયતાથી રંગભૂમિપર વિજય મેળવવાની કલ્પના કરવી, એ એક મોટામાં મોટી ભૂલ છે. કેટલીક વાર જ્યારે રીહર્સલો પછી તરત જ મારે ઇતિહાસ; ભૂગોળ અને અંકગણિત, બીજ ગણિત તથા ભૂમિતિ સાથે યુદ્ધ કરવું પડતું હતું ત્યારે એ વિષય મને કંટાળા ભરેલો લાગતો હતો; છતાં આજે, મને એક મિનિટ માટે પણ કાર્યત્યાગિની થવા દેવામાં ન આવી એટલા માટે મારા હૃદયમાં ઘણો જ આનંદ થાય છે, કારણ કે, રંગભૂમિપર સારૂં શિક્ષણ અવસ્ય-અત્યંત આવસ્યકીય છે."

હિન્દુસ્તાનમાંના એકટરોના જ્યારે આવા વિચારો થશે, તે વેળાએ અવસ્ય નાટકની કળામાં ઘણી જ સુધારણા થએલી જોવામાં આવશે. અસ્તુ.

મેં ઊપર એમ જણાવ્યું છે કે, સીનસીનરી અને ડ્રેસોમાં આજકાલ અસંબદ્ધતા જોવામાં આવે છે અને તેમાં એક રોમન નાટકનું ઉદાહરણ લીધું છે; છતાં આજે હું જે રોમન સમયના નાટકના રૂપાન્તર સાથે મુંબઇના શોકીન અને અનુભવી તમાશબીનો આગળ રજૂ થાઉં છું તે નાટક પણ એવા દોષથી સર્વ પ્રકારે રહિત જ છે, એમ તો મારાથી પણ છાતી ઠોકીને કહી શકાય તેમ નથી જ. છતાં પણ આજ સુધીમાં ઉર્દુ સ્ટેજપર રજૂ કરાયલાં ઐતિહાસિક નાટકો કરતાં મુંબઇમાં જેટલાં સાધનો મને મળી શકયાં અને મારાથી બની શકયું છે તેટલા પ્રમાણમાં સર્વ દેખાવો અને પોશાકો વગેરે કેવળ રોમન રાખવાનો જ મેં પ્રયત્ન કરેલો

છે. અને જો આ મારો પ્રયત્ન લોકોના આદરને પાત્ર થશે તો ભવિષ્યમાં એથી પણ વધારે ધ્યાન એ વિષયમાં આપવાનો મારો મનોભાવ છે. હજી આપણું ઑડિયન્સ-જો થોડાક સમજુ લોકોને બાદ કરીએ તો-કેવળ એકરસાવલંબી નાટકો જોવામાં કેળવાયલું ન હોવાથી હાસ્યરસ-કૉમિક-ને તો મારે પણ આ ટ્રેજેડીમાં સ્થાન આપવું જ પડયું છે, છતાં કૉમિક ભાગ મૂળ વસ્તુને દાબી ન નાખે, એ વિશે ખાસ ધ્યાન રાખવામાં આવ્યું છે. અંતે આ મારો પ્રયત્ન કેટલે અંશે સફળ થયો છે તે વિશે વિચાર કરવાનું કામ કદરદાન તમાશબીનોને સોંપીને હું આ નાટચકળાનો નિબંધ પૂરો કરવાની આજ્ઞા ઇચ્છું છું. પણ આ સંપૂર્ણતા કરવા પહેલાં મારે એક કર્ત્તવ્ય બજાવવાનું છે અને તે એ કે, 'ટાયટસ્ ઍન્ડ્રોનિકસ' નું અંગ્રેજીમાંથી ઉર્દુ રંગભૂમિને અનુસરતા સુધારા વધારા સાથેનું ભાષાન્તર કરી આપવા માટે, વખતો વખત કેટલીક અનન્ય અને અસાધારણ સલાહ આપવા માટે અને મારા આ નિબંધને વાંચી તેમાં કેટલાક સુધારા વધારા કરી આપવા માટે હું **મારા મિત્ર ઠક્કુર નારાયણ વિસનજી ચતુર્ભુજ**નો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. ઇત્યલમ્.

મુંબઈ ગ્રાન્ટરોડ વિક્ટોરિયા થીએટર.<br>
તા. ૩ જી સપ્ટેમ્બર ૧૯૧૦ શનિવાર.

ભવદીય કૃપાનુરાગી<br>
**વલ્લભ કેશવ નાયક.**<br>
માલેક,-**ધિ શેક્સપીયર થીએટ્રીકલ કંપની.**

# પ્રસ્તાવના.



" Chaucer excels as the poet of manners.
Spencer as the Poet of Romance.
Shakespear as the Poet of Nature.
Milton as the Poet of Morality.
Chaucer describes things as they are.
Spencer describes things we wish them to be.
Shakespear describes things as they would be.
Milton describes things as they ought to be."

જે નાટક આજે વાંચનારની સમક્ષ રજુ કરવામાં આવે છે તે યૂરોપના પ્રખ્યાત નાટયકાર શેક્સપીયરના એક નાટકનું રૂપાંતર છે. શેક્સપીયરનું નામ અહીંના વતનીઓને અજાણ્યું નથી. તેનાં નાટકોનાં ભાષાંતર હિંદુસ્તાનના ઘણી ખરી ભાષામાં થયાં છે અને રંગભૂમિપર ભજવવામાં આવે છે. અહીં ઉર્દુ રંગભૂમિપર જે નાટકો ભજવવામાં આવે છે તે નાટકના પુસ્તકોમાં શેક્સપીયરનું જીવન ચરિત્ર જોવામાં નથી આવતું તેથી અમે તે મહાન નાટયકારનું ટુંક જીવન ચરિત્ર નીચે આપીએ છીએ.

વીલ્યમ શેક્સપીયર ઇ. સ. ૧૫૬૪ ના એપ્રીલ માસની ૨૩ મી તારીખે જન્મ્યો હતો. તેના બાપનું નામ જોન હતું; હાથમોજાં તૈયાર કરવાનો તેનો ધંધો હતો. એનું ઘર ઇગ્લાંડના સ્ટ્રેટ ફર્ડ નામના ગામમાં હજી સુધી છે. આજ ઠેકાણે શેક્સપીયરનો જન્મ થયો હતો. શેક્સપીયરના જન્મ થયા પછી તેના બાપે થોડી જમીન ખેતીવાડીને માટે લીધી, મેંઢાં ખરીદ્યાં અને તેનું ઉન વેચવાનો વેપાર કરવા લાગ્યો. વીલ્યમ શેક્સપીયર જોનનો સહુથી મોટો છોકરો હતો. જોને તેને તેજ ગામની નિશાળમાં અભ્યાસ કરવા મોકલ્યો. અહીં તે અંગ્રેજી, થોડું લેટિન અને થોડું ગ્રીક શીખ્યો આ સમયે ત્યાંના લોક નાટક કરતા. નાટકનો ઉદય ત્યાં તાજો જ થયો હતો. વીલ્યમ તેમાં એકાદ વેષ લેતો. આ સમયે તેની ઉંમર ૧૪ વર્ષની હતી. તેના બાપની નજીવી પૂંજી ધંધામાં ડૂબી અને કેટલીક તેણે ગુમાવી એટલે શેક્સપીયરની ગરીબમાં ગણના થવા લાગી. આવી ગરીબીની હાલતમાં કંઈ ધંધો શીખી કુટુમ્બને મદદ કરવી એવી ઇચ્છા તેના બાપે તેને જણાવી.

ઇ. સ. ૧૫૮૨ માં વીલ્યમનું લગ્ન થયું. આ સમયે તેનું વય ૧૯ વર્ષનું હતું. તેની સ્ત્રીનું નામ એન અથવા એના હતું, સ્ટ્રેટ ફર્ડ પાસેના શોટરે નામના ગામના એક ખેડુતની તે છોડી હતી ને તે તેના ધણી કરતાં સાત વર્ષે મોટી હતી. ગરીબાઇના ત્રાસમાં અને વધતા જતા સંસારના ખર્ચમાં બીજાં ચાર, પાંચ વર્ષ તેણે સ્ટ્રેટ ફર્ડમાં કાઢયાં. જોનને દેવું થવા લાગ્યું અને તે ઠેકાણે પડશે નહીં એવી તેને ફીકર થવા લાગી. તે નાટકમાં નટનું કામ કરતો હતો તે વાત એક વખત તેને યાદ આવી અને લંડન જાઉં તો ઠીક એમ તેને લાગ્યું. એમ કરવાથી ઘરપરનો બોજો ઓછો થશે અને કદાચ ત્યાં નસીબ ઉઘડયું તો ઘરનાં માણસોને મદદ પણ થશે. નાટકમાંનું તેનું કામ લોકોને મનોરંજન પૂરતું નહતું પણ લોકોપર તેનો પ્રભાવ પડતો. પોતાના કામ શિવાય બાકીનો વખત તે નકામો ગુમાવતો નહિ. જો કામ ન હોય તો આગળ બીજા કામની તૈયારી અને તેમાં પ્રવીણતા કેમ મેળવવી એ વિચાર તેના મનમાં ઘોળાયા કરતો. તે ઘણી કરકસરથી રહેતો. ગરીબાઇને લીધે તેને તેમ કરવાની જરૂર પડતી. વળી તેણે લંડનમાં પોતાની બાયડીને સાથે આણી ન હતી; તેથી તેને ઘેર ખર્ચ પૂરતા પૈસા તો મોકલાવવા જ જોઇએ. માત્ર એકલું ડહાપણ શા કામનું? તેને તેમ કરવાની જરૂર જ હતી. તેણે પોતાની સ્ત્રીનો બોજો બીજાના પર લાધ્યો નહીં. તેના હાથમાં નાટકનું એકાદ હલકું કામ પણ આવતું; તોપણ ખેલ થઇ રહ્યા પછી લોકો કહેતા કે "નાટક કરતાં (શેકસપીયર) નટનું કામ સારું થયું છે." શેકસપીયરે કાવ્યને શોભા આપી છે. કારણ કે નાટક માત્ર સુંદર હોય તો તે ઉપયોગી નથી; તેની છાપ નટે પ્રેક્ષકપર પાડવી જોઇએ. શેકસપીયરની બુદ્ધિ વિશાળ હતી. હજી સુધી લોકો કહે છે કે શેકસપીયર એ નાટકનો આત્મા છે. જેમ અવયવ દેહને ઉપયોગી અને જરૂરના છે તેમ શેકસપીયરે નાટકમાંનું પ્રત્યેક પાત્ર ઉપયોગી અને જરૂરનુ દર્શાવ્યું છે. તેમાં કંઇ નકામું કહીએ તો તે નાટકની શોભાની હાનિ થવા સમાન છે.

શેકસપીયરે પોતાનું પહેલું નાટક સુખ પર્યવસાયી લખ્યું તે (The two gentlemen of Verona) "વેરોનાના બે ગૃહસ્થ" એ નામનું છે. એમાં એકને સાચો અને બીજાને જૂઠ્ઠો બતાવ્યો છે. પરંતુ પરિસ્થિતિ એવી બતાવી છે, કે જૂઠ્ઠો તે સાચો બની પૂરો કર્તવ્ય દક્ષ થાય છે. ફૂલના સંગથી જેમ માટીમાં વાસ આવે છે તેમ સાધૂની સોબતથી નઠારો પણ સાધૂ થાય છે એ સત્ય તેણે એ નાટકમાં બતાવી આપ્યું છે. લંડનમાં જ્યારે તે નાટક રચતો ત્યારે તે વસ્તુતઃ રાષ્ટ્ર જ તૈયાર

કરતો હતો. અને તે સમયે ત્યાં તેવી ભાંજગડ ચાલૂ હતી. એણે ઐતિહાસિક નાટકો લખીને પ્રજાના માણસોનું વર્તન સુધાર્યું. તે સમયે તેના ખેલથી સ્વદેશાભિમાન ઉત્પન્ન થયું. તે સમયે તેના મુખમાંથી એવી વાણી નીકળી કે "This England shall never lie at the proud foot of conqueror." અમુકસ્વભાવ શેક્સપીયરે નાટકમાં દેખાડયો નથી એવું નથી. જગતમાં સર્વ તરેહનો માનવી સ્વભાવ તેણે નાટકમાં ગુંથ્યો છે; અને તેના પ્રત્યેક નાટકમાં તેનું ગહનપણું જણાઈ આવે છે. તેની ખ્યાતિ થવા પછી તેને બે પૈસા મળવા લાગ્યા. અને સ્ટ્રેટ ફર્ડમાં તેનું કુટુમ્બ આનંદથી રહેવા લાગ્યું. ત્યાં તેનાં સગાંવ્હાલાં અને આપ્ત એકઠાં થવા લાગ્યાં. 'ભલે પધાર્યાં લક્ષ્મીબાઈ સગાં સંબંધી આવે ધાઈ,' તે કહેવત પ્રમાણે પ્રત્યેક સમ્બન્ધી કંઈ કંઈ નિમિત્ત કાઢી ત્યાં રહેવા લાગ્યાં. તે સમયનો ખોટો ઉપયોગ કરતો નહિ, કિંવા લંડનમાં એકલો રહેતો માટે આડે માર્ગે જવું, તેમ પણ કરતો નહિ. તે નીતિથી વર્તતો. એના જેવો નીતિમાન સહજમાં મળવો મુશ્કેલ છે. પાસે પૈસા થંવા પછી પણ તેણે નાટક લખવાનો ધંધો છોડયો નહિ. તે પ્રસિદ્ધિમાં આવ્યા પછી પણ પોતાના મિત્રોને ભૂલતો નહિ કે તેમનું અપમાન કરતો નહિ. પોતાનાં ઘરનાં માણસની માફક તેમની ખબર રાખતો. શેક્સપીયર ઈ. સ. ૧૬૧૬ ની ૨૩ મી એપ્રીલે મરણ પામ્યો. જે મહિનામાં અને જે તારીખે તેનો જન્મ થયો હતો તે જ મહિનામાં અને તેજ તારીખે તે મરણ પામ્યો એ એક આશ્ચર્ય પમાડે તેવી બાબત છે. તે બાવનમા વર્ષે મરણ પામ્યો. શેક્સપીયરને મરણ પામ્યાને આજ ૩૯૪ વર્ષ થયાં છે. તેના મરણ પ્હેલાં તેણે બે લીટી લખી છે કે 'મારા જેવો કોઈ કવિ થાય અને આ રાષ્ટ્રને સંભાળે? આ સ્ફૂર્તિને માટે તેના સ્મારક પર તેના જ હાથની નીચેની લીટીઓ છે:-

"Blest be the mant hat spares these stones.
And curst be he that moves my bones."

શેક્સપીયરની ગણના માત્ર યૂરોપના જ મહાન કવિઓમાં થાય છે એમ નથી; પણ દુનિઆના મહાન કવિ અને નાટયકારમાં થાય છે. અને તે તેના ગ્રંથો જોતાં વ્યાજબી લાગે છે. શેક્સપીયરે એકંદર નીચે મુજબ નાટકો લખ્યાં છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | ટાયટસ એન્ડ્રોનીકસ | ૧૯ | મચ એડો એબાઉટ નથીંગ |
| ૨ | હેનરી છઠ્ઠો ભા. ૧ | ૨૦ | એઝ યુ લાઇક ઇટ |
| ૩ | લવ્હઝ લેબર ઇઝ લોસ્ટ | ૨૧ | ટવેલ્થ નાઇટ * |
| ૪ | કોમેડી ઓફ એરર્સ | ૨૨ | ઓલ્ઝ વેલ ધેટ એન્ડઝ વેલ * |
| ૫ | ટૂજેન્ટલમેન ઓફ વેરોના | ૨૩ | મેઝર ફોર મેઝર * |
| ૬ | મીડ સમર નાઇટસ ડ્રીમ | ૨૪ | ટ્રોઇલ્સ અને ક્રિસેંડીઆ |
| ૭ | હેનરી છઠ્ઠો ભા. ૨ | ૨૫ | જ્યુલીયસ સીઝર |
| ૮ | રોમીઓ અને જુલીયટ * | ૨૬ | હેમ્લેટ * |
| ૯ | રીચર્ડ બીજો | ૨૭ | ઓથેલ્લો * |
| ૧૦ | કિંગ જોન | ૨૮ | કિંગ લીયર * |
| ૧૧ | ચોથો હેનરી ભા. ૧ | ૨૯ | મેકબેથ |
| ૧૨ | ચોથો હેનરી ભા. ૨ | ૩૦ | એન્ટની અને કિલાઓપેટ્રા * |
| ૧૩ | હેનરી પાંચમો | ૩૧ | કોરીએ લેનસ |
| ૧૪ | સિંબેલાઇન * | ૩૨ | ટાયમન |
| ૧૫ | ટેમ્પેસ્ટ | ૩૩ | પેરીક્લીઝ * |
| ૧૬ | વિન્ટર્સ ટેઇલ * | ૩૪ | હેનરી આઠમો |
| ૧૭ | ટેઇમીંગ ઓફ ધી શ્રૂ | ૩૫ | મર્ચન્ટ ઓફ વેનીસ * |
| ૧૮ | મેરી વાઇવ્ઝ ઓફ વીંડઝર | | |

સામાન્ય રીતે પાશ્ચાત્ય નાટકોના બે મુખ્ય ભેદ છે ૧ સુખપર્યવસાયી (Comedy) અને ૨ શોક પર્યવસાયી (Tragedy). લેટીન ભાષામાં જેમ પ્લેટો અને સેનેકા સુખ પર્યવસાયી અને શોક પર્યવસાયી નાટક લખવામાં ઉત્તમ નાટયકાર મનાય છે તેમ અંગ્રેજીમાં બન્ને તરેહનાં નાટક લખવામાં શેકસપીયર ઉત્તમ ગણાય છે. બન્નેમાં તેની હથોટી સજ્જડ છે. આનંદ પર્યાવસાયી નાટકોનું ખરું રહસ્ય જોવું હોય તો જુઓ તેનાં 'ધી ટુ જેન્ટલ મેન ઓફ વેરોના;' 'એરર્સ' (કોમેડી ઓફ) 'લવ્ઝ લેબર ઇઝ લોસ્ટ' 'લવ્ઝ લેબર ઈઝ વન'; 'મીડ સમર નાઇટસ ડ્રીમ' અને "મર્ચન્ટ ઓફ વેનીસ' જો દુ:ખ પર્યાવસાયી નાટકનો રસાસ્વાદ લેવો હોય તો 'રીચર્ડ બીજો'; 'રીચર્ડ ત્રીજો;' 'હેનરી ચોથો 'જોન'; 'ટાઇટસ એન્ડ્રોનીકસ'; અને 'રોમીઓ જુલ્યટ'.

---

* ઉર્દુ રંગ ભૂમિપર એ નાટકો નીચેના નામથી ક્રમવાર ભજવાય છે. બજમે ફાની; મીઠા જહર, અને જુલ્મે નારવા; મુરીદેશક; ભૂલ ભૂલૈયાં; હુસ્નઆરા; શહીદે નાજ; ખૂને નાહક; શહીદે વફા; હારજીત, અને સુફચદ ખુન; કાલી નાગન; ખુદાદાદ; ને દિલ ફરોશ. એ પ્રમાણે એ બાર નાટકો જુદી જુદી નાટક કમ્પનીઓ જુદા જુદા રૂપે ભજવી બતાવે છે.

અમારું આ નાટક તે ઉર્દૂ રંગભૂમિપર તેરમું છે. તે 'ટાઇટસ એન્ડ્રોનીકસ'ના પરથી લખવામાં આવ્યું છે. મૂળ ગ્રંથ વિષે ત્યાંના વિદ્વાનોમાં આ નાટક વિષે મતભેદ છે. કેટલાકનું એવું માનવું છે કે, આ નાટક શેકસપીયરનું લખેલું નથી. જ્યારે બીજાઓ એમ કહે છે કે તે શેકસ-પીયરનું છે. પ્રખ્યાત શેકસપીયરનો વિવેચનકાર જર્વાઇન્સ તેને શેકસપીયરનું માને છે. ગમે તેમ હો. શેકસપીયરનું તે સુધારેલું તો છે જ અને પ્રખ્યાત ટીકાકાર પ્રો. સેંન્ટબરી કહે છે તેમ એટલું પણ બસ છે. શેકસપીયરની છટા એમાં સહજ જણાઇ આવે છે. લોકોને શોક પર્યવસાયી નાટકો તરફ અણગમો છે અને લોકરુચિને થોડું પણ પોષણ આપ્યા વિના ચાલે તેમ ન હોવાથી આ નાટક કેટલાક ફેરફાર સાથેજ ઉર્દૂમાં રજૂ કરવામાં આવ્યું છે; પરંતુ તે ફેરફારથી નાટકના સ્વરૂપને હાનિ પહોંચતી નથી.

આ ખેલમાં એક ઇંગ્લિશ ગાયન રાખવામાં આવ્યું છે. તે જો કે સમયની વસ્તુ સ્થિતિથી ઉલટું છે; છતાં લોકરુચિને અનુસરી તેમ કર્યા વિના છૂટકો નથી. આશા છે કે, વિદ્વાનો એ દોષ માટે ક્ષમા કરશે.

આ ખેલને સુધારવામાં અને લખવામાં મુન્સી નીઝામીએ અગત્યની અતોનાત મહેનત કરી છે માટે તેમનો અને આ ખેલને માટે અંગ્રેજીપરથી ઉપ-જાવેલી 'કોમેડી' આપવા માટે ભાઇ નોશીરવાન રૂસ્તમજી વાચ્છાનો અને તેને સ્ટેજને લાયક કરવાને માટે ઘટતા સુધારા વધારા કરી આપવા માટે મારા મિત્ર ઠક્કુર નારાયણ અને મી૦ જહાંગીર પીયર્સનનો હું આભાર માનું છું.

આશા છે કે પ્રેક્ષક વર્ગ—મુંબઇનો કેળવાયલો પ્રેક્ષક વર્ગ અમારા આ પ્રયત્નને આશ્રય આપશે અને સ્નેહની નજરથી જોશે.

**વલ્લભ કેશવ નાયક.**

# નાટકનાં પાત્રો.



## પુરુષ પાત્ર.

| શેકસપીયરનાં નામ. | ઉર્દુ નામ. |
|---|---|
| સૅટર્નિનસ્. | **ઈમાદઃ**-રોમના માજી બાદશાહનો શાહજાદો. |
| બસિઆનસ્. | **જિયાદઃ**-સૅટર્નિનસ્-ઈમાદ-નો ભાઇ અને તાહેરાનો ખાવિન્દ. |
| ટાયટસ્. | **આઝાદઃ**-રોમનો વડો સિપાહ સાલાર. |
| માર્કસ. | **અઝીઝ**:-આઝાદનો ભાઈ અને રોમનો લોકો તરફથી ચૂંટાયલો લવાદ. |
| લ્યુશસ્. | **અરીફ** }—ટાયટસ-આઝાદના છોકરાઓ. |
| ક્વિંટસ્. | **અલીમ** }—ટાયટસ-આઝાદના છોકરાઓ. |
| માર્શસ્. | **તરીફ** }—ટાયટસ-આઝાદના છોકરાઓ. |
| મ્યૂશસ્. | **અઝીમ** }—ટાયટસ-આઝાદના છોકરાઓ. |
| મ્યૂટીરિયસ. | **વહીદઃ**-એક રોમન સરદાર. નજમીનો બાપ. |
| ઇમિલીયસ્. | **સઈદ**:-એક રોમન સરદાર. |
| અલાર્બસ. | **અલાબસ** } ટૅમોરાના છોકરાઓ. |
| ડિમેટ્રિસ્. | **તિબિયાન** } ટૅમોરાના છોકરાઓ. |
| ચાયરન્. | **ચાયરન્** } ટૅમોરાના છોકરાઓ. |
| આરાન. | **આરાનઃ**-એક મૂર. ટૅમોરાનો યાર. |
| કૅપ્ટન્. | **સેનાપતિ**:-ઇજીપ્ટ લોકોનો સિપાહ સાલાર. |

એ ઉપરાંત લોક નિયુક્ત પંચ, મંત્રી, કામદાર, ગોથ્સ અને રોમન લોકો, સિપાહીઓ વગેરે વગેરે.

---

## સ્ત્રી પાત્રો

| | |
|---|---|
| લેવીનિયા. | **તાહેરા**:-ટાયટસની દુખ્તર અને જિયાદની હકદાર બીબી. |
| ટૅમોરાઃ- | **ટૅમોરા**:-ઇજીપ્ત લોકોની રાણી અને પછીથી ઈમાદની બીબી એટલે કે રોમની મલકા મુઅઝ્ઝમા. |

એ ઉપરાંત એક દાયા,

# નવાં વધારેલાં પાત્રો.

—:૦:—

## પુરૂષ.

ગ઼જબાન......................એક રોમન સરદાર. રજીયાનો બાપ અને રયહાન-
નો કાકો, અને સફીઆનો મામો.

લોફ઼ાન......................એક રોમન સરદાર મહાનનો મામો, ખજ઼લાન
અને મસૂદાનો શેઠ તેમજ મસૂદાનો આશક.

હાજ઼ા.... ......................લોફ઼ાનનો ભાણેજ. જે મહાનના નામથી પોતાના
મામાને ત્યાં નોકર રહ્યો છે.

ગ઼ોગ઼ો......................એક ગોટાળાબાજ દરબારી, મસૂદાનો આશક અને
પાછળથી તેનો ધણી.

રહયાન......................ગજબાન નો ભત્રીજો ને પછીથી સફીયાનો ધણી

નજમી......................વહીદનો દીકરો ને રજીયાનો આશક અને આગળ
જતાં તેનો ધણી.

ખજ઼લાન......................લોફ઼ાનનો પ્રપંચી નોકર અને મસૂદાનો આશક.

એ ઉપરાંત નોકરો વગેરે.

---

## સ્ત્રી પાત્રો

રજીયા..............ગજ઼બાનની દીકરી અને આગળ જતાં નજમીની પરણેતર

સફીયા......................ગજ઼બાનની ભાણેજ અને રહયાનની પરણેતર

મસૂદા......................લોફ઼ાનની નોકર અને પછીથી ગ઼ોગ઼ોની પરણેતર

સ્થળઃ-રોમ અને ગોશ્સની ભૂમિ.

# ફિરદોસ વાજીંત્ર ગાઇડ.

આવતા અઠવાડીયામાં **પારસી નવા વરસની** અગાઉ બહાર પડશે.

રચનાર—**રૂસ્તમજી બરજોરજી** છાપગર. ગાયનના શોખીનોને અરજ કરવામાં આવે છે કે આ ગાઇડમાં મુખ્ય કરીને હાલમાં વખણાયલા **ખુબસુરત બલા** તથા **ખાબે હસ્તીના** આખા ખેલોનાં **ગાયનો** અને ગતો આપવા ઉપરાંત **ભુલ ભૂલઇયાં, જહરી સાંપ, અમૃત, હરીશ્ચંદ્ર,** (વિ. ના. મં. નો) **અસીરેહીર્સ,** પાક**જાત પરીન** અને **જીવતું દોજખ** જેવા જાણીતા નાટકોમાંથી આજના જમાનાને અનુસરતાં ઉત્તમ અને પ્રજામાં એકે અવાજે વખણાયલાં **૧૨૫** ગાયનો તથા છેલ્લે જાણીતા **ઉસ્તાદોનાં** બીજાં ૨૫ ગાયનો. તેઓની **રાગ રાગણી, તાલ** તથા **નોટેશન** સાથે આબેહુબ આપવામાં આવ્યાં છે. એટલુંજ નહી પણ શરૂઆતના શીખનારાઓને માટે **હારમોન્યમના ૧૨ સૂરની જુદી જુદી સારીગમ** તથા આંગળાંઓને તૈયાર કરવાને બીજી લગભગ ૭૫ **સારીગમ** આપવામાં આવી છે. દરેક સંપુર્ણ સૂરના વાજીંત્રના સ્વરોની જુદી જુદી સમજણ પણ સાથે આપવામાં આવી છે.

આ ગાઈડ **નવા વરસની ભેટ** તરીકે ગાયનના શોખીનોને આપવા લાયક બનાવવામાં આવી છે. માત્ર થોડી નકલો બાકી રહેશે; કેમકે આજ કેટલોક વખત થયો રૂ. ૧ માં આગળથી નામ નોંધવામાં આવે છે. **બહાર પડ્યા પછી** રૂ. ૧ાા પડશે. માટે જલદીથી નીચલે ઠેકાણે નામ નોંધાવો.

બનામે ખુદા.

# જુનૂને વફા.



ગાયનો

## અંક પહેલો.

સહેલિયાં- તૂ જાતે જાત ઔર અયન સિફત;
પલ પલ તેરી ન્યારી આનશાન.
નજર પડે તુ કયું કર હમકો તૂ હય;
સબસે આલા સબ ફૂઅતતાકત.
હયરાં હય જલ્વા તોરા ન્યારાં-તૂ.

શેઅર

તાહેરા-ન જબાંથી જબ ન બયાનથા તૂ ઇધરભિ ઔર ઉધરભિથા;
નતો વહમથા ન ગુમાનથા તૂ ઇધરભિ ઔર ઉધરભિ થા.
તુ બુતોંમે જલ્વયેનાજથા તૂ હરમમે કાબયે રાજથા;
નમકીંથા જબ ન મકાનથા તુ ઇધરભિ ઔર ઉધરભિથા.

૨

તાહેરા- રટના લગી હય તેરી કરના પિતાદેરી;
તકત હું રાહ તુમરી ભઇ હય જો દેરી;
મોરે પરવરદિગાર આયે પિતા દ્વાર;
ધન દાન દૂંગી કરુંગી નવછાર.

૩

તાહેરા-જાઓજી શાદીયાં મનાઓરે મન મોહન જાઓ;
હાંરે પુરઅમાં જાઓ હાંરે ખુશ ખન્દાં જાઓ.
રાહતકત તગદીર હય તુ મ્હારી જાઓ;
સાંવરિયા પ્યારે સરસાયા હો હુમાકા જાઓ.
તન મન કર દૂંગી મય બલહાર રે સરદારી પાઓ;
આઓ ગરે બૈયાં ડારું પ્યારે નયારે મન વારું. જાઓ૦

રાગિશગાર—　　　　　　૪

Down on the sand hills of New Meccico.
There lived an Indian maid.
One of the tribe they called a Navaho.
Face of a copper shade.
And every evening there came a coon,
Softly his love to plead.
There by the silvery light of the moon.
H'd help her string her beed.
Under the moonlit sky.
To her h'd softly cry.

---

CHORUS.

Nava Nava my Navaho.
I have a love for you that will grow.
If you'll have o coon for a beau.
I'll have a Navaho.

---

This Indian Maiden told the coloured man.
She wanted lots to wear.
Laces and blankets and a powder can.
Jewells and pipe-stone rare.
" You bring me feathers dear from the store."
He answered " have no fear.
I'll bring you feathers babe by the score.
If there are chikens near."
With joy then the maiden sighed.
When to her once more be cried.

CHORUS.

---

ડાઉન ઓાન ધિ સેન્ડ હીલ્સ ઓફ ન્યુ મેકસીકો.
ધેર લિવ્ એન ઇનડીઅન મેડ.
વન ઓાફ ધી ટ્રાઇબ ધે કોલ્ડ એ નાવાહો ફેસ ઓાફ
કોપર શેડ.
એન્ડ એવરી ઇવનીંગ ધેર કેમ એ કૂન.

સોફ્ટલી હીજ લવ ટુ પ્લીડ.
ધેર બાઈ ધી સીલવરી લાઇટ ઓફ ધી મૂન હી'લ, હેલ્પ
હર સ્ટ્રીંગ હર બીડ.

અંડર ધી મૂન લીટ સ્કાઇ.
ટુ હર હી વુડ સોફ્ટલી ક્રાઈ.

કોરસ.

નાવા નાવા માઇ નાવાહો.
આઈ હેવ એ લવ ફોર યુ ધેટ વીલ ગ્રો ઈફ યુલ હેવ
એ ફૂન ફોર એ બો.

આઇલ હેવ એ નાવા હો.
ધિસ ઇનડીઅન મેડન ટોલ્ડ ધી કલર્ડ મેન.
શી વોનટેડ લોટસ ટુ વેર.
લેસીસ એન્ડ બ્લેંકેટ્સ એન્ડ એ પાઉડર કેન.
જ્યુએલ્સ એન્ડ પાઇપસ્ટોન રેર.
યુ બ્રીંગ મી ફેધર્સ ડીઅર ફ્રોમ ધી સ્ટોર.
હી એનસર્ડ હેવ નો પ્રીયર.
આઇલ બ્રીંગ યુ ફેધર્સ બેબ બાઈ ધી સ્કોર.
ઈફ ધેર આર ચીકન્સ નીયર.
વિથ જોય ધેન ધી મેડન સાઈડ.
વેન ટુ હર વન્સ મોર બી ક્રાઈડ.–

કોરસ.

૫

ટેમોરા– જી તરપત નિત દરશન બિન મોરો મન લીયો તુમ મોહેના;
સોહેના લાગે પ્યારે તૂ.
છલ બલ કર તુમ જીયા મોરો લીનો;
પ્યારી પ્યારી બતિયન સોં;
ઘતીયાં કર છતિયાં લગાઉં પિયા;
ઇમાદ– મેરી જાન મય કુરબાન.
ટેમોરા– (જીન્દા છોડૂં ન શયતાન) હાં હાં મોરે શાહ;
મયભી હું ફિદા જી હિયા તોપે જાન.

૬

ટેમોરા— મય નાહી છોડૂંગી શાહુકો કરૂં જબ;
અપને હાતોંસે બાતોંસે ઘાતોંસે.
સફેયે દુનિયાસે મિટાઉં નામોનિશાન;
સબમય ઉસ્કા ખુદા કરે યે હોવે પૂરી આસ.

આરાન— મયભી હું તેરે પાસ મત હોના તૂહિરાસ;
ખાઉં ચબાઉં ફસાઉં લેલૂંગી મય જાન.

૭

રજીયા— ઉમંગે જોબન મદભરે મોરે પ્યારે નયના;
કાસે કહું મય અપને જીયાકી બાત.
આવે શરમ મોહે;
ખુદાને હુસ્ન દિયા હય મુઝે વફાકે લિયે;
યે મેરી ઉઠતી જવાની હય મહલકાકે લિયે;
અજબ શબાબકા આલમ અજબ હસીં હુંમય;
કે નાજની ભિહું ઔર નાજ આફરીં હુંમયકાસે;
કહૂં શરમ આવે નમાને જીયા કયસે;
યે દુખ સહના—ઉમંગે.

૮

શેઅર

ટેમોરા—
હસરતેં દિલમે ભરી હય મેરે અય સીમબદન;
નિકલેયે જબકે તૂ રાજી રહે ઔર ખન્દાદહન.
તુજકો, ચુપ દેખકે હોતા હય મુઝે રંજો મહન;
જીસ્મે તૂ ખુશ હો કરૂંમય વોહી અય શીરીંસુખન;
કાહે ભયે હો મલીન સાજન મોરે;
મુખ ખોલો કુછ બોલો પૈયાં પરૂં તોરે.
તન મન ધન દૂંગી તોપે વાર સબ;
જો કહો સો કરનેકો તૈયાર હું અબ.
તેરી હું મયપિયા દિલ ખોલો સચ બોલો જો ચાહેસોલેલો.

૯

ટેમોરા— મય તોપે વારી જાઉંરે;
પિયા તુમ ચિત ના કરો મલીન ભઈ અધીર પ્યારે. મય.

પ્રીતકી રીત નિભાવોજી સાજના;
મનમેં મયલ કાહે રાખો.
નિસાર તોહેપે જાન કરું મય;
મનમેં તોહેકો પાઉંરે મય.

શેર.

સાંવરી સૂરત દેખકે, જીયા ભયો બેચૈન;
મોહે કછુ ના સૂઝ પરત હુય, બિન દેખે નહિ ચૈન;
ગોરે કાલેપે કૂછ નહીં મૌક્ફૂ;
દિલકે આનેકે ઢંગ ઔર હી હુયઁ-મય.

૧૦

તાહેરા- આજારી આજ઼ારી જા જારી શરીર;
તૂ હુય લાખ બાર બદનજ઼ર નિડર.
હુજ઼ર હુજ઼ર ડાયન હુય નાબકાર-ચલ આજ઼ારી.
ગીદડ઼ભપકી મોહે ન દિખાઓ.
ઝૂટી બતિયાં કરકે ન ડરાઓ;
જિયા જાય તોરા જા આવારા બદકિમાશ,
જા રીજ઼લી શફ઼તલ-આજ઼ારી.

૧૧

જિ઼યાદ- તાલ એ શુમ સિયાહ રોજ઼ે બદમેં;
કયસી ગર્દિશ લાયા !-તાલએ.
જીયા ઉકલાત જાત વહુશતસી છાઇ જાત;
અયસેમેં પ્યારીકો ખો આયા-તાલએ.

૧૨

ગોગો ઔર મસ્રૂદા-

જાની પિયારી દુલારી હુમારી;
શાદી કરો અબ મુઝસે જાન.
શાદી કરકે મજ઼ે ઉડાઉં;
ખાઉં ખિલાઉં પિલાઉંગા જાની.
બાલોંસે ગાલોંકા જોબન નિરાલા;
તેરી મેરી જોડ઼ી જાન-જાની.

અબ કુછ બોલરી તેરી શાદીકા મોલ કયા જાન?
ચલરે મુએ ધોબી! એક પયસાભી તેરે પાસ હયના.
બટવા ગુંદ કે લારી પિયારી બટવા ગુંદકે લા;
ભરદૂંગા ઉસ્મે લઅલો અશરફી બટવા ગુંદકે લા.
આગ લગે તેરે પયસેકો મયઁ નહિ ચાહુતી હું અયસેકો;
દૂર-જાની.

૧૩

મસૂદા ઔર લોફાન-

તેરી હું મય પિયા-તોસે નયનવા લગાઉં;
પ્યારી પ્યારી બતિયન કરકર જીયરા લુભાઉં-તેરી.
તોરે સંગમે રહું ગર બૈયાં ડારું;
મેરે નિકલેં અરમાન પિયા, દિલોજાનસે;
ભૌં યે કમાન હય, પ્યારી જબાન હય.
જીયાસે જીયા મિલાઉં-તેરી.

૧૪

તાહેરા-

દરબાર ઘરબાર છૂટા હય સારા;
તેરે સિવા નાહીં કોઇ હમારા-દરબાર.
ઉંચે ઉંચે મંદિર હાકિમ હુકમરાન,
દરબાર આલીશાન સબ કુછ છોડા;
તેરી મદદપર તેરા સહારા-દરબાર.

# જુની દેશાઇની કંપની.

સાડીઓ સીલોનના
ભરતકામથી ભરાવી
આપવાનું ખાતું.

ધોબીતલાવ
નવા આતશ
બહેરામની
સામે.

સાડીઓ
છાપવા
તથા રંગ-
વાનું ખાતું.

ખેતવાડી નવમી ગલીની
સામે.

ચાન્ટરોડ ટ્રામ ટરમીનસ.

કોટ સર જમશેદજીની સ્કુ-
લની પાસે.

માલેક શો. એ. દેશાઈ.

આઇજી બાઇજી સાંભળો માહરૂં.
દરપણ જેવું છે કામ હમારૂં.
રજા ફરમાવો તો બજાવીશું તમારૂં.
જીગરે જાનથી જે છે કામ હમારૂં.
ડોળદાર દાગીનાની જો હોય હોશ તમારી.
શા માટે નથી પધારતા દુકાને હમારી.
ભારોભાર રાવતીથી નથી રહેવાનું કામ.
ઇનશા અલ્લાહનું લ્યો તમો મોઢાપર નામ.
ચૌ તરફ વાગી રહ્યું છે સત્યતાનું નગારૂં.
કંલક નથી દીધું લાગવા નહીં લગાડીશું નઠારૂં.
સીસમ જેવા ધરખમ દાગીના બનાવી પેચવળી સીફતથી.
તક મલવે જરૂર પધારજો પણ નાં પધારતા કોઇ સીફતથી.
થાપણ હમારી નથી કાંઈ કમતી ખપીયેચ વેપારી મોટામાં.
ઝળકાટ હમારો વધતો જાએચ હરદમ નથી ખપતા કમીનામાં.
વેપાર હમારો થઈ પડયોચ મોટો કાંમ બનાવીએચ વળી ગંજાવર.
રીવાજ હમારો છે વળી ચોખ્ખો નહી સપડાશો વળી પંજામાં.

# વીકટોર્યા વાજીંત્ર ગાઇડ.

આ પુસ્તકમાં આર્ય સંગીતને લગતું વીવેચન, દરેક રાગરાગણી, તાલ અને માત્રાને લગતી સમજણ. અસલના ગવૈયાઓની જીંદગી, અને હારમોનીયમ, દીલરૂબા, સીતાર, તાઉસ, વાયોલીન વગેરે વાજીંત્ર વગાડવાની સમજણ ઉપરાંત જાણીતા ઉરદુ ગુજરાતી તેમજ પારસી સંસારી નાટકોના ૨૫ ખેલોમાંથી ૧૧૦ લોકપ્રિય ગીતોની વાજીંત્ર નોટસ તેમજ બહારના ઉસ્તાદી ગીતો સરગમ ચતરંગ તીલાના ગત વગેરે રાગ રાગણી તાલ અને માત્રા સુદ્ધાં આપ્યાં છે. ફેનસી બાઇનડીંગ સાથનું ૨૫૦ ઉપર પાનાનું આ દલદાર પુસ્તક પાલનપુરના નવાબ સાહેબને અર્પણ કર્યું છે. આ પુસ્તકના દરેક ન્યુસપેપરવાલા તેમજ ચોપાનીયાવાલા તેમજ સંગીતના ઉસ્તાદોએ ઘણા જ સરસ અભીપ્રાય આપ્યા છે. જામે જમશેદ લખે છે કે "મી૦ થાનેવાલાએ આં ચોપડીને સંગીતશાસ્ત્રનું એક સંગીન સ્ટાઇલીશ અને સત્તાધીકારી પુસ્તક બનાવવામાં સારી મહેનત લીધી છે."

"હમણાં સુધી બહાર પડેલી નોટેશન બુકોમાં આ અમોને સર્વથી વધારે પસંદ પડી છે કારણ કે તેમાં શાસ્ત્રના નીયમ ઉપર નોટેશન અને તાલ આપવા ઉપરાંત ઘણાં સારાં ગાયનો તરેહવાર નાટકોમાંથી પસંદ કરી વાજીંત્રના શોખીનોની એક હાજત ટાળી છે:"—સાંજ વર્તમાન.

**કીંમત રૂપીયા ૨. પોસ્ટેજ જુદું**

**પી૦ દા૦ થાનેવાલા (કર્તા)**

વીકટોર્યા મ્યુઝીક કલાસના માલેક,
પીકેટ રોડ, કાલબાદેવી,—મુંબઇ.

## અંક બીજો.

૧૫

ટેમોરા—

સબ ઉલ્ટી હો ગઈ તદબીરેં;
મક્કા જાલ ભી ટૂટ ગયા.
અપને બિગાને નૌકર ચાકર;
સારા જમાના છૂટ ગયા. સબ૦
કયસી કરું કિત જાઉં મયઁ સજની;
કુછ ન બન આઇ–બાત બની મોસે.
ખોદા કુંઆં ઔરોંકે વાસ્તે;
ગિર પડી ઉસ્મેં મયઁ હી આપસે. સબ૦

૧૬

વહીદ— શેર

સિવાય નેકી જહાંમે ન કોઇ કામ રહે;
તમામ ઉમ્રયહી શગ઼લ સુબહો શામ રહે.
જહાંકી હસ્તિયે ફાનીકા એતેબાર કિસે,
વો કામ કરકે હમેશાકો નેક નામ રહે.

---

નેકીન છોડ નેક નામરે બખ઼યર હો અંજામ;
તેરા કામ તેરા કામ તેરા કામ.—નેકી૦
હોકે શાદ રબકો યાદ કરલે કામ યહી હય;
દે દિલાદે ઉસ્કે નામ નેક નામ યહી હય.
થોડે દિનનકી જિન્દગાની રબકો યાદ કરલે જ્ઞાની;
જબ હો સરસ તેરી બાત રાખ યેહી કામરે–નેકી૦

૧૭

ગોગો—

મુઝપે રહમ ખાજ઼રા પહલૂમેં પ્યારી તૂ આ જા;
આઓ દુલ્હન બનકે આઓ.
મુઝકો અપના દુલહા બનાઓ;
દિલમેં અપને મેરા ઘર બનાઓ.

પ્યારા પ્યારા મૂં દિખાઓ;
ઓસા કોઇ દેતી જાઓ.
દિલસે અપને સબકો તુમ ભુલાઓ;
મયઁ તેરે સાથ તૂ મેરે સાથ.
મિલાવેંગે દોનોં હાથ;
મયઁ કિસીકે કામમેં દખ્લ ન દૂં (૨)
હઁસ્તે હઁસ્તે આ જા જરા તૂ દેખકે ચલી ન જા;
ન ડૂબ મરું તો કયા કરું યે જુનૂં તો ગલે પડા.

૧૮

તાહેરા—

દાવર દાદાર તેરા સહારા;
તૂ કરીમ તૂ રહીમ તૂ સત્તાર પ્યારા—દાવર.
જલ થલ અગની આકાશ પવન તત્વ સબમેં;
બિરાજ રહો હય તૂ;
કિરપા કર નજરે કરમ અયશ હય તોપેવારા—દાવર.

૧૯

જિયાદ—

પ્યારી હો નેહાલ તુમ દોનો જહાંમે દુશ્મન;
બદજન પુર મહન અય યારે દિલજાની હો.
તેરી જાનકી ખબર મનાઉં દેવે દાદાર ધીર;
મુશ્કીલસે પાર નાવ યે તેરી માહેલાસાની હો.—પ્યારી૦

૨૦

રજીયા ઔર સફીયા—

લટક મટક સિતમ કરત;
નજર ગજબ મોહની.
સોહની મોહની સોહની;
તરજે નજર હરદમ ન્યારી.
ઝૂટી ઝૂટી બતિયન સુનસુન;
છીનત આન બાન મોરી.
નજર તોરી મદવાકી માતી;
મયઁ તો તોસે હારી.
ચિતવન મદ ભરી રસભરી—લટક મટક૦

૨૧

ટેમોશા-

સુનિયે શાહ હમરી બાત;
કાહે તુમ દિલબિચ ડરાત.
સમઝા દૂંગી સબકો સાથ;
ચરન પડકે જોડું હાથ-સુનિયે૦
સબ દુશ્મન હોવેં જેર;
પડ્હ દું અયસા ઉન્પે સ્હેર.
જિતને હયઁ સબ માન જાયેં;
તન મન સબ ઠીક રાખો.
અયશ મનાયેં ખુશી રચાયેં;
ઘડીપલ છિન રહું મયેં સાથ-સુનિયે૦

૨૨

ગજબાન, ગોગો ઔર રહચાન-

જા ઉલ્લુ ખબ્તી બદવજા-જૂતોંકા ચખ મજા;
ફિર આયા અનાડી તૂ બેશઉર;
ય્હાં તેરી હય કજા-જા ઉલ્લૂ.
યે એક, યે દો, યે તીન, યે ચાર;
દો ઔર દો યે ચાર.
અગર અબ કે ઇસ તરફ ફિરકે આવે તો;
યે સજા કજા કજા એક દો કજા કજા.
તીન ચાર સરસે બાલ દો નિકાલ;
ખીંચો ખાલ લે મજા કજા કજા લે લે.
આઈ કજા લે લે ધીરેસે મેરે યાર;
લે પયજાર ગિનકે માર ઔર દો ચાર;
ગિનતા ચલાજા ગિનકે લગા દો ઔર.



# આવોજી બેસોજી નીચે નજર કરી વાંચશોજી.

ઓહોહો! કુટુંબોમાં મારામારી થવાનું કારણ તો આય દેખું. જમવાનું ઠીક નહિં તો પછી કજયો નહિં થાય? હા બા-આપુને તો સવાદદાર જોઇએ; પણ તે લાવું કયા ચુલામાંથી? બધું એખરો ખેખરો મળે છે તેનું કેમ કરૂં? કોઇ સમજાવશો! આવ ભાઇ ઉંચો ચોખ્ખો મસાલો. નમુનાદાર કાફી, ભેલસેલ વીનાની ચા, એ બધું એક તડાકે લેવું હોય તો દોડતો આવ મારી પૂઠે નીચલી દૂકાને.

**ઠેકાણું—ગીરગામ બેક રોડ—અગીયારી મોહલ્લાને નાકે, મુંબઈમાં મશહુર થયેલા તેમજ દેશ પરદેશમાં**

## રૂસ્તમ ખુદા મુરાદ ઇરાની એન્ડ સન્સ,

બહારગામના ઓરડરોપર તાકીદે ધ્યાન આપવામાં આવશે.



બાબદો

કે જેની ઉપર

પેલી મુસ બીલ્ડીંગ

ગ્રાં ટ રો ડ વા ળી

## કામદીનની કંપની.

પોતાના દરજી ખાતાના

ધંધાનો અમલ

ચલાવે છે.

૧. કિમ્મત.

૨. વાયદો.

૩. પરિણામ.

## અંક ત્રીજો.

૨૩

મસૂદા—

નાહી અબ પરવા હય મુઝે મિલે કાગઝ;
હું મય લાસાની ડરું નહી અબ મય કિસીસે.
દૂર હુઇ પરેશાની હયરાની;
દેખું અબ ખુઝલાન મુઝસેરે કયસે કે કરેગા
હુકૂમત ભારી કિસીકો ન દૂંગી અબયે કાગઝ.
મદદ નલૂં અબ મયઁ કિસીકી;
હાં હું મયઁ તૈયાર; દિલકે જાનકે શાનકે કરુંગી પૂરે
અરમાન આ...... નાહીં.

૨૪

સફીયા- પ્યારી તેહારી યે બાતે સંવરિયા,
જીયા લુભાયેરે.
લુભાયે રિઝાયે મનાયે અનબનસે;
નયનનસે જાનીરે.
તોરે નયના જીયામેં સમાયે;
રયહાન— તિરછી નિગાહું લગી મોહે પ્યારી હાં,
આઓ હમારે પિયારે મેહેરબાં,
તૂહી તો ભાયોરે.
મસૂદા- જાઓ નાજોવાલે સૈયાં મોરે ભોલે ભાલે
લોફાન- ચયન મોહે નહી આવે ગરે લગજાઓ
મસૂદા- સજન સઇયાં મોહન ન સતાઓ
લોફાન- નજર ચુરાઓ નહી હમકો જલાઓ નહી
મસૂદા- સૈયાં મોરી સૈયાં મોરી છાંડો બૈયાં ઉઈ
લોફાન- તોરી ઢબછબ છીનત મનરે જીયા તરપે લાગો ગરે
સબ કુછ તોપે હય કુરબાન ઘરદર સબ તનમન સબ.

૨૬

મસૂદા- } મોરે જાની પ્યારે મય તુજપે બલ જાઉં
લોફાન- } લગાઉં છતીયાં બિછાઉં અખીયાં લુભાઉં
મોરા જીયા ચાહત હય ગરવા લગાલૂં

ભોલી ભોલી બતિયાં પ્યારી લાગે સૈયાં
મેહેરબાં હમારે હો જીયાકે દુલારે હો
કઔન મય! (હઁસ્તા હય)
સુનિયે તો જી.

ગઝબાન— ૨૭

મઔલા સબ્કા અફસર તૂ સરવર બરતર દિલબર તૂ;
ઝઘડા મેરા ચુકા ખટકા મિટાદે અયદાવર તૂ.
મતહો અય દિલ મુજતર તૂ દહશત બિલકુલ મતકર તૂ;
દાતા મેરા બડા ધડકા ભુલા દે દમ ભર તૂ.
હુશિયારી કર તર્રારી કર અબ કયું ઘબરાવે તૂ;
લડકીકી શાદી આઇ ખાલિકને યે દિખલાઇ.
કરશાદીકર આબાદીકર આઝાદી પાવે તૂ;
દિલકા સબ જાવે ધડકા પુરસત પાવે તૂ.
હા હા હા હા હા હા સામાં કર કુછ ભારી;
હા હા હા હા હા હા ખુશ હો જાવે તૂ.

૨૮

સબ— તેરા હમે બડા સદા હય આસરા;
હરજગ્હે સદા એક હમહીતો કયા.
કુલ જહાંકો હય તેરાહી આસરા ખુદા;
યે કરમતેરા હો ભલા હમસે કયા અદા;
તૂહી દાવર બરતર બેહતર અફસર સરવર હય સબકા;
તૂહી સબ્સે હય ઔલા તૂહી સબકા હય મઔલા.
સુનલી મેરી ભી અય દાતા;
વર્ના મય ઇસ્કો કયા પાતા.
મેરી પ્યારી હય મસૂદા.
બડબડ નકર તૂ બેહૂદા;
રોતા હય નાહક તૂ હા હા હા;
મેરાયે થા હક આ હા હા.
મય કિસી કે કામમે દખ્લ નહી દેતા.

સમાપ્ત.

# (જુના ગોપાલદાસ બરફીવાલા અને મીઠાઈવાલા.)

ટેલીફોન નં૦ ૧૧૦૭, ઠે૦—કાવસજી પટેલ તળાવ.

## મીઠાઇની વીગત.

બુંદીના લાડુ તથા અધરણી તથા કેકના લાડવા, ફરમાસુ સુતરફેણી નાની તથા મોટી, જલેબી નાની તથા મોટી, ઘેવર, જાતજાતના મેસુર, સાટા મોળા તથા મીઠા, દરેક જાતના હલવા, મોહનથાળ, ગગન, ફરસીપુરી, દહીંવડાં, ખાજાં, સેવ તથા ગાંઠીયા, ઓરડરથી, માવા મલાઈના ખાજાં, બંગાલી ખાજાં, પાંચ જાતના હલવાની પલેટો, ત્રણ જાતના હલવાની પલેટો, આઇસક્રીમના ઘેવર, બોઇ નાની મોટી, સુરતની બનતી ચીજો, માવાની ધારી, મગજ, અમૃતપાક તથા દળ વીગેરે મેળાવડા તથા પારટીનું કામ કરવામાં આવે છે. શીયાળાની મોસમ માટે સાલમપાક તથા અડદનો પાક બનાવવામાં આવે છે.

## બરફીની વીગત.

પેંડા તથા બદામની, પીસ્તાની અને માવાની બરફી, ઘુઘરા, દુધિનો હલવો, કોપરાપાક, શીખંડ, બાસુદી, સવારે અને સાંજે ગરમ, માવો તઇયાર રાખવામાં આવે છે. સ્વદેશી સાકરનો માલ તઇયાર રાખવામાં આવે છે. ઓરડરથી (ગુલાબની, રોઝની, દ્રાખની વેનીલા વીગેરેની બરફી, ગુલાબ જાંબુ, દરેક આકારના પેંડા તથા મસાલાનું દુધ અને દુધપાક) બનાવી આપવામાં આવે છે. બરફીખાતાની સ્વચ્છતા માટે મીઠાઇખાતાંની અલગ વ્યવસ્થા રાખી છે.